હોવલ ફુલ. ચામોધન.

દાઈયાને ઇસ્લામ અને મુસલમાનોની જાણ

માટે ફિરકે

# હલાલ ખોર

( એટલે ગુરૂલાલબેગનું જીવન ચરિત્ર )

હઝરતખ્વાજા સાહેબના ઉર્દુ રિસાલા પરથી.

અનુવાદક. બકર નિઝામી.

સને ૧૯૨૯. ઇ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

નિહાઊલ. ઇસ્લામ. અલીમિયાં

કુરબતીશાહ નિઝામી.

ક્રીઆકુઇ અમદાવાદ

કિંમત. એક આનો

ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં [illegible] મૂળચંદભાઈ
નીકમલાલે છાપ્યું ઠેકાણું પાનકોરનાકા-અમદાવાદ

# પ્રથમ આને વાંચી લો.

## મુસલમાન ભાઈયો તથા બેહનો અસ્સલામો અલયકુમ.

આ રિસાલો એટલાં માટે છાપવામાં આવે છે કે મુસલમા ભાઈયો એને વાંચી ઇસ્લામની ખુબીઓથી વાકીફ થાય તથા અ...

બેસમજ જાહીલ ઇસ્લામીઓને મુર્તદ થતાં અટકાવે અને બીજા ગેર. મુસ્લીમોને સત માર્ગ દેખાડે જેથી ખુદાએ તઆલા તથા હબીબ રસુલે પાક ખુશ થાય આમીન.

નિદાઊલ ઇસ્લામ.

અલીમિયાં કુરમતી શાહ નિઝામી.

કડીયાકુઈ. અમદાવાદ

# હલાલખોરોના ( ભંગીઓના ) ગુરૂ લાલબેગ.

લાલબેગ હલાલખોરો (ભંગીયાઓ)ના પીર અને ગુરૂ હતા એટલે કે મનુષ્યોનું ટોળું જેનું કામ મળમૂત્ર સાફ કરવાનું અને નીચ સેવાંઓ બજાવવાનું હતું તેના દીની (ધર્મિક) માર્ગદર્શક ( રહબર )નું નામ લાલબેગ હતું.

એ ક્યારે થયા કયા ખાનદાનમાં હતા એમનું શિક્ષણ કેવું હતું એ થોડાક અગત્યના સવાલોમાંથી કેટલાકનો ખુલાસો આપવામાં આવે છે.

## લાલબેગના નામ વિષે મતભેદ.

કેટલાક લોકોનો એવો ખ્યાલ છે કે લાલબેગ અસલમાં બાલમીક હતા. જે એક પ્રખ્યાત હીંદુ મહાપુરૂષ અને કવિ હતા જેમણે રામયણ નામનું પુસ્તક કાવ્યમાં લખ્યું છે અથવા કોઈ બીજા બાલમીક નામના મહાપુરૂષ હતા પણ હતા તો હીંદુજ અને એમનાજ નામને બગાડીને લખનારાઓએ લાલબેગ બનાવી નાખ્યું.

પરંતુ આ અનુમાન અસત્ય જણાય છે લાલબેગ અને બાલમીક શબ્દો જોવા જતાં લાલબેગ એક સરખાંજ છે (ઉર્દુલીપિમાં પરંતુ એમના દેખાવના સરખાપણામાં

શીર અને શેર જેવો તફાવત રહેલો છે કેમ કે શેર (સિંહ) માણસને ખાઈ જાય છે અને શીર (દુધ) ને માણસ ઉડાવી જાય છે બેગ મોગલોનો ખિતાબ છે અને ઈસ્લામી વિજયોના શરૂઆતના કાળમાં તે તુર્કસ્તાનથી હીંદુસ્તાનમાં આવ્યો હતો મોગલો શરૂઆતથીજ લડાયક હતા એટલે લોકોએ એક ઈબાદત ગુઝાર ફકીરનું નામ લખતી વખતે લાલબેગને બદલે બાલમીક લખી માર્યું હશે બેગની ખ્યાતી થઇ ચુકી હતી બધા હીંદુ લેખકો અને વાંચકો એને ઓળખતા થઇ ગયા હતા એટલે તેઓ નાદાની કે અજ્ઞાનતાથી બાલમીકને લાલબેગ શા માટે લખતા હતા, આ ઉપરથી જણાઇ આવે છે કે લાલબેગ હીંદુ બાલમીક નથીજ બલ્કે કોઇ મુસલમાન બુઝુર્ગ હતા.

(૨) કેટલાક લોકો કહે છે કે લાલબેગ શબ્દનું મૂળ "લાલભિક્ષુ "છે ભિક્ષુ ભિખારીને કહેવામાં આવે છે એટલે "લાલ દુરવેશ" પરંતુ એ વિચાર પણ ખરો નથી ભિક્ષુ શબ્દ બુદ્ધ ધર્મે કાઢયો છે બુદ્ધ ફકીરોને ભિખક્ષુ કહેવામાં આવે છે અને બુદ્ધ ધર્મને લાલબેગથી શું લાગે વળગે કેમકે લાલબેગ વિષે ગમે તે સમય નકકી કરવામાં આવે પણ ઘણે ભાગે તો એ સમય જ્યારે બુદ્ધધર્મના સાધુઓ હીંદમાં વસ્તા હતા તે પછીનોજ હશે.

મુસલમાનો જ્યારે હીંદમાં આવ્યા ત્યારે હીંદુઓ બુદ્ધ ધર્મીઓને હીંદમાંથી કાઢી મૂકયા હતા અને એક

પણ બુદ્ધ મતાવલંબી અહીંયાં બાકી નહોતો એટલે લાલ-બેગ હીંદુ ન હોઈ શકે અને જો માની લઈએ કે તે હીંદુજ હતા તો પછી બીજો એક વાંધો એ આવે કે લાલ શબ્દ ભિક્ષુના નામની સાથે ન હોઈ શકે હીંદુઓને તો બુદ્ધધર્મીઓની સાથે સાથે તેમની ભાષા સાથે પણ વેર હતું.

(૩) કેટલાકો કહે છે કે લાલબેગ અસલમાં "લાલ ભેસ" હતું આ વાત કાંઇ નવાઇ પમાડનારી કે વાદવિવાદ કરવા જેવી નથી એમ કદાચ હોઇ શકે કે હઝરત લાલ-બેગ લાલ પહેરવેશ પહેરતા હોય એમનું નામ કાંઇ જુદું જ હશે પણ હીંદુસ્તાની લોકો તેમને લાલભેસ કહેવા લાગ્યા. અને ધીમે ધીમે લાલબેગ નામ પડી ગયું

હલાલખોરો (ભંગીઆઓ)માં એક એવી દંતકથા ચાલે છે કે એક વખતે હઝરત ઇલિયાસ (અ. સ.) પેગમબર ખુદાની સામે બધા પેગમબરોની હારમાં ઊભા હતા તેમને ઉધરસ (ખાંસી) આવી અને જ્યારે તે થુ કયા ત્યારે તેના છાંટા પેગમ્બરોના મોઢાપર પડયા પેગમ્બરોએ ખુદાની આગળ ફર્યાદ કરી અને ખુદાએ હઝરત ઇલિયાસ (અ. સ.) ને દુનિયામીં ઝાડુ વાળવાની સઝા કરી.

હઝરત–"ઇલિયાસે પૂછ્યું " ઇલાહી ! મ્હારો ગુનાહ કદિ માફ થશે કે નહિ "હુકમ થયો કે " એક બુઝુર્ગ તારી સિફારશ કરનાર પેદા થશે અને તે તને માફી અપાવશે.

હઝરત ગૌસ પાક સૈયદ અબદુલકાદરજીલાની (ર. અ.) પીરાને પીર, દસ્તગીરના ઝમાનામાં એક દિવસે

હઝરત ઇલિયાસ ગોસે પાક (ર. અ.)ની સ્હામે આવ્યા. ગૉસે પાકે પોતાનો લાલ ઝબ્બો તેમને આપ્યો અને કહ્યું પહેરી લો. હ૦ ઇલિયાસ તે ઝબ્બો ઘેર લઇ ગયા અને એક માટલામાં મૂકી દીધો ફરી એક દિવસે હઝરત ગૉસે પાકે હઝરત ઇલિયાસને જોયા અને પૂછ્યુ પેલો ઝબ્બો તમે કેમ નથી પહેર્યો હઝરત ઇલિયાસે કહ્યું "મ્હારૂં કામ ઝાડુ વાળવાનું હોવાથી ઝબ્બો મેલો થઇ જાય. આપે ફરમાવ્યું જાવ હમણાજ એ પહેરી લો

હઝરત ઇલિયાસ ઘેર ગયા અને માટલામાંથી ઝબ્બો કાઢવા લાગ્યા પણ માટલાનું મોઢું એવી મજબુત રીતે બંધ થઇ ગયું હતું કે ઊઘડી ન શકયું લાચાર થઇ પાછા આવી હઝરત ગાંસે પાકને સઘળી હકીકત કહી સંભળાવી આપે ફરમાવ્યું જાવ અને કહી દો કે હે માટલા મારા પીર તને બોલાવે છે હઝરત ઇલિયાસ. ગયા. અને માટલું ઉપાડી લાવી હઝરત ગોસે પાકની સ્હામે મૂક્યું આપે ફરમાવ્યું

હેયા ઉખરિજયા બુનૈયા.

(અર્થાત નીકળી આવ મ્હારા લાલ (પુત્ર)

અરબી બુનૈયા શબ્દના હીંદી અર્થ "લાલ" થાય છે વ્હાલા બચ્ચાને જેવી રીતે અરબ લોકો બુનૈયા કહે છે તે પ્રમાણે હીંદુસ્તાની લોકો મરા લાલ કહે છે

આટલું કહેતાંજ માટલામાંથી એક નૂરાની ચહેરાનો ખુબ સુરત જવાન નીકળી આવ્યો જેના શરીર ઉપર લાલ પોષાક હતો હઝરત ગોસે પાકે ફરમાવ્યું હે ઇલિયાસ ખુદાએ

ઝાડુ વાળનારા ભંગીઆઓને પેદા કર્યા તો તેમને શફાઅત અપાવનાર પણ પેદા થવો જોઇએ એટલે તેણે આ લાલને મેહશરમાં તમને શફાઅત અપાવનાર બનાવ્યો.

મહેતર ઇલિયાસ લાલ દુરવેશને પોતાને ઘેર લઇ ગયા અને ઘણીજ ઇઝઝત અને ખાતિર સાથે લાલબેગ દુરવેશની સ્હામે મહેતર ઇલિયાસે હોકો ભરીને મૂકયો પણ લાલબેગે હોકો પીધો નહિ અને એકાએક કયાંયે ગેબ થઇ ગયા.

મેહતર ઇલિયાસે આ બનાવ હઝરત ગોસેપાકને કહી સંભળાવ્યો આપે ફરમાવ્યું "કાંઇ પરવાહ નહિ તમે લાલ દુરવેશની ખિયાલી તાઝીમ કરો કેમકે તે તમને શફાઅત અપાવશે.

હઝરત ગોસેપાકે એ પણ ફરમાવ્યું કે આગલા ઝમાનામાં સોનાના વાસણ બનતા હતા. પછી ચાંદીના બનવા લાગ્યા એ પછી ત્રાંબાના બન્યા પણ આખિરી ઝમાનામાં માટીના વાસણો વપરાશે.

હઝરત ગૅાસેપાકની ભવિષ્યવાણી અને લાલ ગુરૂ માટીના માટલામાંથી પયદા થયા હતા એ આધારે હલાલખોરો હજી પણ માટીના વાસણોની તાઝીમ કરે છે અને માટીનાજ વાસણો ઘણે ભાગે વાપરે છે.

## બાલમીક મુસલમાન દરવેશ હતા.

લાલબેગ વિષે એક બીજી પણ દંતકથા ચાલે છે એ ઉપરથી જણાય છે કે બાલમીક નામના કોઇ મુસલમાન દુરવેશ ગિઝનીમાં રહેતા હતા. અને તે મ્હોટા ખુદા રસીદી તથા એવા બુઝુર્ગ હતા કે જેમની દુવા તરત કબૂલ થઇ

જતી એમના ઝમાનામાં શાહકમીસ ( શાહ-કમીશ ) નામના એક બુઝુર્ગ મુલતાનમાં રહેતા હતા અને એમના મુરીદો ( ચેલાઓ )માં શેખ સરતા મુલતાનથી પોતાના વતન સાઢોરા જીલ્લે અંબાલામાં ચાલ્યા આવ્યા. શેખ સરતાને અવલાદ નહોતી અને તેમને અવલાદની ઘણીજ ખાહીશ હતી, એમને એવો ઇશારો થયો કે ગિઝનીમાં હઝરત બાલમીક દુરવેશની સેવામાં હાઝિર થઇ પુત્રને માટે દુવા કરાવો એટલે શેખ સરતા પોતાની સ્ત્રીને લઇને ગિઝની ગયા માર્ગમાં તેમને પુન્દરી નામની એક છોકરી મળી જે સૂવ્વરોને ચારતી હતી. શેખ સરતાએ તેને હ૦ બાલમીકનું ઠેકાણું પૂછયું છોકરીએ કહ્યું એ તો મ્હારા પીતા છે શેખસરતાએ કહ્યું તમે મ્હારી સ્ત્રીને તમારા પિતા પાસે લઇ જાવ હું તમારા સૂવ્વરોને સંભાળીશ.

પુન્દરી શેખસરતાની સ્ત્રીને પોતાના પિતા બાલમીક પાસે લઇ ગઈ અને ત્યાં તેને પહોંચાડી પાછી આવી તો જોયું કે એક સૂવ્વરીએ બે બચ્ચાઓને જન્મ આપ્યો હતો. છોકરીએ શેખ સરતાને કહ્યું "આ બચ્ચાઓને ખાંધ ઉપર ઉપાડી ઘેર લઇ ચાલો." શેખસરતાએ તેજ પ્રમાણે કર્યું જેથી હઝરત બાલમીક ઘણા ખુશ થયા અને શેખસરતાની સ્ત્રીને ખુશ થઇને કહ્યું " માંગ શું માગે છે ? સ્ત્રીએ કહ્યું " પુત્ર માગું છું " બાલમીકે કહ્યું ખુદા તને પુત્ર આપશે તેનું નામ લાલબેગ રાખજો.

શેખસરતા પોતાના ઘેર પાછા આવ્યા અને નવ માસ પછી ખુદાએ તેમને પુત્ર આપ્યો જેનું નામ 'લાલબેગ' રાખવામાં આવ્યું.

જ્યારે લાલબેગનું વય બાર વર્ષનું થયું ત્યારે શેખ સરતાએ તેમને હઝરત બાલમીક પાસે ગિઝની મોકલી દીધા લાલબેગે બાલમીકની ખૂબ સેવા કરી અને તે લાલબેગથી એવા ખૂશ થયા કે પોતાના બધા મુરીદોના તેમને સરદાર બનાવી દીધા.

એ પછી બાલમીક લાલબેગને અને પોતાના બધા મુરીદોને લઇને કાબુલ અને કાશમીર તરફ આવ્યા. અને મુરીદોને શહેરમાં જઇને ભીખ માગવાનો હુકમ આપ્યો.

શહેરવાળાઓએ બાલમીક ફકીરો સાથે ઘણું ખરાબ વર્તન ચલાવ્યું તેમને સતાવ્યા. આ ખબર લાલબેગને પહોચી એટલે તે બહુજ ગુસ્સે થયા. અને બાલમીકની સલાહ મુજબ તેમણે મુરીદોનું લશ્કર લઇ શહેર પર હુમલો કર્યો એ હુમ્લામાં ખુદાના બધા ફિરિશ્તાઓ લાલબેગના પક્ષમાં હતા. લાલબેગે કાબુલ અને કાશમિરના બધા ઇલાકા ઉપર કબઝો કરી લીધો પણ પોતે રાજ્ય ન કરતાં સુલતાનજી નામના એક માણુસને (જે ત્યાંનોજ વતની હતો) રાજ્ય સોંપી દીધું. અને તે પોતે થાનેશ્વર ચાલ્યા ગયા ત્યાં હ૦ બાલમીક વફાત પામ્યા અને તેમની દરગાહ પણ થાનેશ્વરમાં બનાવવામાં આવી જે અત્યારે પણ છે.

એ પછી લાલબેગ દીલ્લીમાં આવ્યા, અને અહીંઆ તેમણે પોતાના મઝહબની તબલીગ શરૂ કરી જેમાં તેમને ઘણીજ સફળતા મળી અને ટોળે ટોળા ભંગીયાઓ મઝહબમાં દાખિલ થઇ ગયા.

## લાલબેગે પોતાના મઝહબના પાંચ ફિરકા મુકરર્ર કર્યા.

(૧) લાલબેગી (૨) શેખડી (૩) ડોમડી (૪) હેલી (૫) વરાઊિટ.

## મુસલમાન હોવાની બીજી દંતકથા.

હલાલખોરોમાં એ વાત મશહુર છે કે એક દિવસે બાલમીક અર્શ ઉપર ઝાડુ વાળતા હતા એવામાં ખુદાએ ફરમાવ્યું "બાલમીક" હવે તમે ઘણા ઘરડા થઇ ગયા લો, હું તમને એક ઇનામ આપું છું. એ પછી ખુદાએ તેમને એક ચોલા ( ઝબ્બો ) આપ્યો બાલમિક એ ચોલાને ઘેર લઇ ગયા. અને ઇબાદતમાં મશગુલ થઇ ગયા એટલે એકાએક ચોલામાંથી એક બાળક પેદા થયું. બાલમિક આશ્ચર્ય પામ્યા અને અર્શ ઉપર ખુદાને એ હાલ કહી સંભળાવ્યો ખુદાએ ફરમાવ્યું "તું" ઘરડો થઇ ગયો હતો એટલા માટે મ્હેં તને આ ગુરૂ આપ્યો છે, બાલમિકે કહ્યું "જનાબ" હું એને દુધ કયાંથી પીવડાવીશ. હુકમ થયો કે તું ઘેર જા. માર્ગમાં જે જનાવર મળશે એજ દુધ પીવડાવશે બાલમિક ઘેર આવ્યા તો તેમને સસલાની માદા

મળી અને તેણે બાળકને દુધ પાયું અને એજ દુધ વડે લાલબેગ ઉછરીને મોટા થયા. એજ કારણે ભંગીઆઓ સસલાનો અદબ કરે છે અને એનું માસ નથી ખાતા. અર્શ ઉપર ખુદાએ એમ પણ કહ્યું હતું કે બાળકને મ્હેં લા૦ ઈલાહા ઇલ્લલ્લાહથી પેદા કર્યો છે. એટલા માટે એનું નામ, લાલ રાખવું અને તૂરીશાહબાવા પણ કહેવું.

લાલબેગે મોટા થઇ હુકમ આપ્યો કે દરેક ઘરમાં અઢી ઇંટનો એક બયતુલ્લાહ ( અલ્લાહનું ઘર ) બનાવવો. એટલે બધા લાલબેગોએ એ મૂજબ અમલ કર્યો અને ખુદાના નામના એ ઘર પોતાના ઘરોમાં બનાવ્યા. ધીમે ધીમે લાલબેગે તે પહેલો હુકમ લોકોને યાદ ન રહેવાથી લાલબેગે ખુદાને યાદ કરવા માટે જે ઘર બનાવ્યા હતા. તેને લાલબેગનું ઘર કહેવા લાગ્યા અને હજી પણ એજ ગલતીમાં પડેલા છે.

## હલાલખોર નામ ઇમામહુસેને આપ્યું.

મુંબઇના ભંગીઆઓમાં એવી દંતકથા ચાલે છે કે જ્યારે કરબલાનો બનાવ બન્યો અને યઝીદી લોકોએ એહલે બેતની એધાણી પૂછી ત્યારે ભંગીયાઓએ પત્તો નિશાન આપવાનો ઇન્કાર કર્યો યઝીદી લશ્કરે તેમને ઘણી લાલચ આપી અને કહ્યું કે જો તમે ઈમામ હુસેનનું ઠેકાણું બતાવી આપશો તો તમને યઝીદના દરબારમાં ઝાડુ વાળનારા બનાવી દેવામાં આવશે આ સાંભળી મેહતરોના સરદારે

કહ્યું યઝીદ હરામ ખાય છે અમે એના બારણા પાસે ઝાડું નહિ વાળીએ અને ઇમામહુસેન અમારા–દાદાપીર લાલ–રસુલ–ગુરૂ મહંમદ (સલ)ના નૂરથી બનેલા છે. અમે એમની અદાવત નથી કરી શકતા.

યઝીદી લશકરે બધા મેહતરોને પકડી લઇ ઝાડુ વડે મારવા માંડયા. પણ તેઓ મેહતરોને જે ઝાડુ વડે મારતા હતા તે ઝાડુ તેમના હાથમાંથી નીકળી જઇ આસ્માન ઉપર ઉડી જતી હતી અને કહેતી હતી કે હું આસમાન ઉપર તારાઓની ઝાડુ બની કયામત સુધી ચળકતી રહીશ. (હજી સુધી આકાશમાં તારાઓની ઝાડુ ઝળકે છે.)

સારાંશ એકે યઝીદી સૈન્ય હતાશ બની ગયું અને મેહતરોએ ઈમામહુસેનનું ઠેકાણું ન બતાવ્યું આ સમાચાર હઝરજ ઈમામહુસેન (અ–લ) ને મળ્યા. ત્યારે તેમણે કહ્યું કે તેઓ હલાલખોર (હલાલનું ખાનારા) છે અને મ્હારા મિત્ર છે કયામતના દીવસે મ્હારા મિત્રોમાં એમનું હશ્ર થશે અને જે લોકો હલાલખોરોને મિત્ર ગણશે તેમને ખુદા અને રસુલ (સલ) પોતાના મિત્ર ગણશે અને હું પણ એમને મ્હારા મિત્ર ગણીશ.

## મનમહયદર ગુરૂ મેહતર.

હલાલખોરોમાં એવી વાત મશહૂર છે કે જ્યારે હઝરત અલી (રઝી.) જિહાદમાં નારો લગાવતા. ત્યારે મનમહયદર ગુરૂ મેહતર (હું હયદર છું મેહતરોનો પીર)

 

કહેતા હતા. અને એની યાદગાર તરીકેજ હલાલખોરો મોહર્રમમાં પટા બાઝીના દંગલ કરે છે તાઝીઆ આગળ ડફ વગાડતા જાય છે અને મુસલમાનોની પેઠે હઝરતઅલી (રદી) ની નઝર નિયાઝ કરે છે.

## અલીલાલ.

હલાલખોરો કહે છે કે એક દીવસે હ૦ અલી. (રદી) બઝારમાંથી જતા હતા. અને હલાલખોર ઝાડુ વાળતો હતો તેણે હ૦ અલી (રદી) ને સલામ કર્યો સાથે ફર-માવ્યું તું મ્હારો પ્યારો ગુલામ છે અને કયામતને દીવસે આ ઝાડુ તારા માથાનો તાજ બનશે આ દુઆ ફરિસ્તા-ઓએ સાંભળી ત્યારે તેઓ પણ હલાલખોરોની સાથે ઝાડુ વાળવા લાગ્યા. જેથી તેઓની ઝાડુ પણ માથાનો તાજ મુકુટ બની જાય.

જ્યારે હઝરત અલી (રદી) શહીદ થઇ ગયા ત્યારે એમનું મઝાર છુપુ રાખવામાં આવ્યું તે વખતે આસ્માનના ઝાડુવાળા ફરિશ્તા હલાલખોરો પાસે આવ્યા. અને કહ્યું કે "ખુદાએ હુકમ આપ્યો છે કે તમે મ્હારા અલી (રદી૦) ની કબર ઉપર જઇને ઝાડુવાળો અને સાત માણસોને સાથે લઇ જાવ. એ સાત માણસોને અલીલાલનો ખિતાબ મળશે અને આખા જગત્‌માં એમના અને અલીલાલ નામની ધૂમ મચી જશે.

## સૈયદે ભંગીનું પાણી પીધું

હલાલખોરોમાં એવી દંતકથા મશહુર છે કે જ્યારે એહલે બેત કેદ થઈને યઝીદની પાસ લઇ જવામાં આવતા હતા ત્યારે માર્ગમાં ઈમામ ઝેનુલ આબેદીન (અલ૦) ને તરસ લાગી અને તેમણે લોકો પાસે પાણી માગ્યું પણ કોઇએ આપ્યું નહિ સ્હામે એક હલાલખોર ઊભો હતો એને આપે કહ્યું કે તું હલાલખોર છે તારૂં પાણી મ્હારે માટે આ હરામઝાદાઓ કરતાં વધુ પાક છે તું જા અને પાણી લાવ હલાલખોરે પાણીનો પ્યાલો લાવી આપ્યો અને સૈયદે હલાલખોરનું પાણી પીને ફરમાવ્યું જા. તને અમે લાલ પીર આપ્યો અને તું સુર્ખરૂ થયો કયામતને દીવસે હોઝે કોસરનો પહેલો પ્યાલો હલાલખોરોને આપીશ.

## હલાલખોરોપર બીબી ફતિમાની ચપટી.

હલાલખોરો કહે છે કે અમે લોકો બીમારોની ગંદકી સાફ કરીએ છીએ છતાં અમારી ઉપર તેની અસર થતી નથી અર્થાત્ અમને છૂત લાગતી નથી. એ હઝરત બીબી ફાતિમા (રદી૦) નો અસર છે કેમકે એક દીવસે હઝરત ઈમામ હુસેન (અલ૦) માંદા હતા અને તેમને ઝાડે થઇ ગયા હતા હઝરત બીબી ફાતિમા (રદી૦) એ હલાલખોર ઓીને બોલાવીને ગંદકી સાફ કરાવી અને જ્યારે જોયું કે તેણે ખુશી ખુશીને ગંદકી સાફ કરી નાખી અને લગારે કરાહીયત ન કરી ત્યારે તેમણે બહુજ રાજી

થઈ ભોંયપરથી માટીની ચપટી ઉપાડી. તેની ઉપર નાખી દીધી અને ફરમાવ્યું જા ક્યામત સુધી આ ચપટીની બરકતથી તારી કોમને ગંદકી ઉઠાવવાથી કંઇ પણ રોગ નહિ થાય.

## રિઝકનો ફિરિસ્તો હલાલખોરોના દામન તળે.

હલાલખોરોમાં એવી રીવાયત છે કે રિઝકના ફિરિસ્તા ઉપર માખીઓ ઘણી બેસતી હતી. કેમકે ખાવા પીવાની વસ્તુઓ ઉપર માખો ઘણી આવે છે પેગમ્બરોએ રીઝકના ફિરિશ્તાની સૂરત દેખી તો તેમને બહુ ઘૃણા ઉત્પન્ન થઇ અને તેમણે અલ્લામીયાંને કહ્યું કે એને અમારી પાસેથી ક્યાંક દુર કાઢી મૂકો અલ્લામીયાંએ પીર પેગમ્બરોની વાત માની લીધી. અને રિઝકના ફિરિશ્તાને કહ્યું કે જા ભાઇ તું ભાડલી હલાલખોરી પાસે જઇને સંતાઇ જા

રિઝકનો ફિરિશ્તો ભાડલી હલાલખોરી પાસે ગયો અને કહ્યું કે પીર પેગમ્બર મારા દુશ્મન બની ગયા છે અને અલ્લામિયાંએ મને તારી પાસે મોકલ્યો છે માટે તું મને તારી પાસે રહેવા દે ભાડલીએ કહ્યું પીર પેગમ્બરોથી સંતાવું હોય તો મારા અનાજના કોઠારમાં સંતાઇ જા. રિઝકના ફિરિસ્તાએ એમજ કર્યું અને ભાડલીના કોઠારમાં સંતાઇ ગયો પેલી તરફ પીર પેગમ્બરોને ભૂખ લાગી. અને તે સઘળા રિઝક ખોળવા લાગ્યા પણ રિઝક મળ્યું નહિ કેમકે રિઝકનો ફિરિશ્તો સંતાઇ ગયો હતો એટલે

રિઝક વહેંચે કોણ જ્યારે પીર પેગમ્બરોને ઘણુજ દુઃખ થવા લાગ્યું ત્યારે તે આ બધા એકત્ર થઇને અલ્લામીયાં પાસે ગયા. અને કહ્યું કે અમને ભૂખ લાગી છે રિઝકના ફિરિશ્તાને બોલાવી અમને ખાવાનું અપાવ. અલ્લાહમીયાંએ કહ્યું કે મેં તો રિઝકના ફિરિશ્તાનો ઇખતિયાર ભાડલી હલાલખોરીને આપી દીધો છે માટે તમે એને જઇને કહો.

પીર પેગમ્બરો હલાલખોરી પાસે ગયા. અને રિઝકના ફિરિશ્તાની માગણી કરી ભાડલીએ કહ્યું તમે ખુદાના ફિરિશ્તાથી ઘૃણા કરી માટે હું એને નહિ સોંપુ.

જ્યારે પીર પેગમ્બરોએ બહુજ સમજાવી ત્યારે ભાડલીએ કહ્યું ઠીક એ શરત ઉપર ફિરિશ્તાને સોંપુ છું કે તમે ફરીથી કદી પણ ખુદાની કોઈ વસ્તુથી ઘૃણા કરશો નહિ અને તેને તિરસ્કાર પૂર્વક નહિ જુઓ.

પીર પેગમ્બરોએ કહ્યું અમે કદી પણ એવું નહિ કરીએ અને વચન આપીએ છીએ કે ખુદાની બનાવેલી કોઈ પણ વસ્તુથી અમે ઘૃણા નહિ કરીએ ત્યારે ભાડલીએ કહ્યું જો તમે લોકો વચન ભંગ કરો તો એનો શો ઇલાજ.

પીર પેગમ્બરોએ કહ્યું તમે અમારી ઝમાનત લઈલો ભાડલીએ કહ્યું વારૂ ચંદ્ર સૂર્યને ઝામિન રાખો પીર પેગમ્બરોએ એમજ કર્યું જ્યારે ચંદ્ર સૂર્યની ઝમાતન થઈ ચુકી ત્યારે ભાડલીએ અનાજનો કોઠાર ઉઘાડી ફિરિશ્તાને બહાર કાઢયો અને પીર પેગમ્બરોને હવાલે કર્યો.

ચંદ્ર સૂર્યને ગ્રહણ લાગે છે તેનું કારણ એજ ઝમાનત છે જે પીર પેગમ્બરોએ આપી હતી અલ્લાહ મીયાંએ એને ઝમાનતની યાદગાર બનાવી દીધી છે.

ગ્રહણ થાય છે ત્યારે હલાલખોરોને અનાજ આપવામાં આવે છે એનું કારણ એજ છે કે હલાલખોરી બાઈની ઝમાનતને કારણે ચંદ્ર સૂર્યને આ તકલીફ વેઠવી પડે છે જો હલાલખોરોને અનાજ ન આપવામાં આવે તો કદી પણ ચંદ્ર સૂર્ય ગ્રહણમાંથી મુકત ન થાય.

## એક હીંદુ દંતકથા.

સુલતાન સિકંદર ( ઘણુ કરીને સુરીવંશના સિકંદર ) ને ત્યાં એક જીવણ નામનો ઝાડુવાળનારો હતો તે પોતાની ઉત્તમ સેવાઓ બદલ સિકંદરી સરકાર પાસેથી ઘણું ઈનામ ઈકરામ મેળવતો હતો જીવણને કોઈ બાળક નહોતું અને તેને પુત્ર પ્રાપ્તિની બહુજ તમન્ના હતી એક દિવસે શહેરમાં લાલ પોષાક પહેરેલા લાલબેગ નામના દુરવેશ આવ્યા અને ત્રણ દિવસ સુધી શહેરમાં ફર્યા તેમણે કાંઈ પણ ખાધું નહિ તેમજ કોઈની સાથે વાત ચીત પણ ન કરી ત્રીજે દહાડે જીવણના ઘર આગળ આવીને તેમણે કહ્યું કાંઈ ખાવાનું હોય તો મ્હને ખવડાવ જીવણ ઘરમાંથી બ્હાર આવ્યો અને કહેવા લાગ્યો જનાબ કદાચ આપને ખબર નહિ હોય કે હું ઝાડુવાળનાર ઢેડ છું અને ઢેડના હાથનું કોઈ સારા માણસ ખાતા નથી.

લાલબેગે કહ્યું શું ઝાંડુ વાળનારાઓને ખુદાએ નથી પેદા કર્યા જીવણુ બોલ્યો બેશક ખુદાએજ અમને પણુ પેદા કર્યા છે પરંતુ ઘણા લોકો (જેમને ખુદાએ પેદા કર્યા છે) અમારાથી પરહેઝ કરે છે,

આ સાંભળી લાલબેગે જોશમાં આવી જઇ કહ્યું હું આદમીયોની કાંઇ પણ દરકાર રાખતો નથી હું ખુદાની આગળ ખુદાના બંદાઓની કોઇ પણ માનવાને તૈયાર નથી લાવ મ્હને ખાવાનું આપ હું તે ખાઈશ અને બનાવટી રાજને તોડીશ, હે જીવણુ માણુસ પવિત્ર પેદા થયો છે તેને કોઈ વસ્તુ નાપાક બનાવી શકતી નથી તમે લોકો ઝાહીરની ગંદકી સાફ કરો છો એટલે તમારૂં અંતર ચોખ્ખું થઈ જાય છે.

પરંતુ જે લોકે. ઝાહીરની ગંદકીથી બચાવ શોધે છે અને તમને ગંદા ગણે છે એમનું અંતર નાપાક ગંદું હોય છે અને તે ગંદકી દોઝખની અગ્નિ વિના અન્ય કોઇ પણ વસ્તુ દુર થઇ શકતી નથી મને ખુદાએ એટલા માટે મોકલ્યો છે કે માણુસોને અહંકાર અભિમાનથી બચાવું અને તમારા દુ:ખાયલા દીલોને દિલાસો આપું જેની ઉપર એ અભિમાની લોકો આઘાત પહોંચાડે છે.

લાલબેગની વાતો સાંભળી જીવણુના મનમાં તેમને માટે માનની લાગણીઓ જન્મવા પામી તેમને ખાણું ખવ-રાવ્યા પછી જીવણુ તેમની બયઅત કરી તેમનો ચેલો બની ગયો અને અવલાદને માટે દુઆ ચાહી લાલબેગે

કહ્યું જો મારા સાત પુત્ર થશે તે બધાના નામ મારા નામ ઉપર રાખજે કેમકે તેઓ મારા મઝહબનો ઝંડો ઉંચકનાર બનશે.

લાલ બેગની દુઆથી ખુદાએ જીવણને સાત દીકરા આપયા અને તે આનંદનું જીવન ગાળવા લાગ્યો એક દિવસ સુલતાન સિકંદરે કોઈ વાતથી ખુશ થઈ જીવણને એક ઘોડો ઇનામમાં આપ્યો જીવણ તે ઘોડો લઇ. લાલ-બેગ પાસે ગયો લાલબેગે ઘોડો પસંદ કર્યો અને કહ્યું એને જુબાહ કરીને મને ખવડાવ જીવણે લગારે અચકાયા વિના ઘોડાને જુબ્હ કરી નાખ્યો તેના મિત્રે કહ્યું ગાંડા બાદશાહને ખબર પડશે તો બહુજ ખુસ્સે થશે માટે થોડું માંસ શહેર કાજીને ત્યાં મોકલાવી આપ જેથી વાત ગુપ્ત રહેવા પામે જીવણે એમજ કર્યું તેમ છતાં બાદશાહને ખબર પડી ગઇ તે ઘણોજ ક્રોધે ભરાયો અને જીવણને બોલાવીને કહ્યું જો સ્હાંજ સુધીમાં તારા ઇમામચા. (લાલ બેગ) એ ઘોડાને જીવતો ન કરી આપ્યો તો યાદ રાખકે તને તારા બચ્ચાઓ સહીત મારી નાખીશ.

જીવણ રડતો રડતો લાલબેગ કને ગયો અને બધી હકીકત કહી સંભળાવી. લાલબેગે કહ્યું કે ઘોડાની ખાલ અને હાડકાં અહીં લાવ ખાલ અને હાડકાં આવી જતાં લાલબેગે દુઆ માગી અને ઘોડો જીવતો થઇ ગયો પણ

તેના ત્રણ પગ હતા કેમકે ચોથો પગ કાજીને મોકલવામાં આવ્યો હતો.

જીવણે કહ્યું હુઝુર બાદશા ત્રણ પગનો ઘોડો નહિ લે લાલ બેગ બોલ્યા. એમ કહીદે જે કે ચોથો પગ તમારા કાઝીએ ખાધો છે માટે તેમને કહો એટલે એ ચોથો પગ લગાવી આપશે કેમકે તે અલ્લાહના બંદાઓ ઉપર સત્તા ચલાવે છે અને ગરીબોનો તિરસ્કાર કરે છે.

જીવણે બાદશાહ આગળ ઘોડો હાઝિર કર્યો એટલે બાદશાહ આ કરામતથી આશ્ચર્ય પામ્યો અને લાલ બેગ વીષે તો મનમાં અકીદત પેદા થઇ બાદશાહને પણ અવલાદ ન હોતી એટલે લાલ બેગ પાસે વાચના કરવાની ઇચ્છા થઇ તેણે જીવણને હુકમ કર્યો જા. અને તારા— ઇમામને દરબારમાં લઈ આવ જીવણે ઘેર જઇ જોયું તો લાલ બેગ ન મળે એ તો કયાંક ગાઈબ (અલોપ) થઇ ગયા હતા જીવણે બાદશાહને ખબર આપી જેથી તે નારાઝ થયો અને જીવણને તેના બાલ બચ્ચા સહીત ડુબાવી દેવાનો હુકમ કર્યો એમાં બાદશાહની નેમ એ હતી કે જીવણની મોહબ્બતના લીધે લાલ બેગ જાહેર થઇ જશે પણ લાલ બેગતો જાહેર નજ થયા. અને જીવણને તેના સાતે પુત્રો સહીત ડુબાવી દેવા માટે નદી ઉપર મોકલવામાં આવ્યો.

જીવણના ન્હાના દીકરાએ બાદશાહ આગળ દયાની યાચના કરતાં તેને માફી આપવામાં આવી તેને શેખ મહેતરનો ખિતાબ મળ્યો અને રોશન ચોકીનો હોદ્દો આપવામાં આવ્યો બાકીના છોકરા જીવણની સાથે ગયા માર્ગમાં એક છોકરો અલોપ થઇ ગયો એનું નામ રાહત પડયું. બીજો ન્યાંના ખેતરમાં સંતાઇ ગયો એને ઢાંક નામ મળ્યું ત્રીજો વાંસની જંગલમાં ન્હાસી ગયો અને વાંસ ફોડ મશહૂર થયો ચોથો માટલાના આશ્રયથી તરતો તરતો કલકત્તે પહોંચી ગયો એનું નામ હરી પડયું પાંચમો તરતો તરતો ફેઝાબાદ આગળ નીકળ્યો એનું નામ હતીલા છે છઠ્ઠાને માછીઓએ બહાર કાઢી બાદશાહ આગળ રજુ કર્યો એટલે તેને ઝાડુ વાળવાની નોકરી મળી તેનું નામ સમન હતું પણ પાછળથી લાલ બેગ નામ મશહૂર થયું.

જીવણ અને તેના દત્તક પુત્રને હોડીમાંથી ફેંકી દઇ ડુબાવવાની તૈયારી હતી એવામાં લાલ બેગ ઝાહીર થયા અને હોડીને બચાવી. અમૃતસરમાં ફેંકી દીધી અમૃતસરમાં એ વખતે ગુરૂ ગોવિંદસીંગ સીખની બોલ–બાલા થતી હતી તેમની આગળ જીવણને હાજીર કર્યો તેમણે જીવણનો એહવાલ જાણી લીધા પછી પૂછ્યું તું લાલ બેગનો ચેલો બન્યો પણ તેની પાસે કોઇ પુસ્તક હતું.

જીવણે કહ્યું ત્યારે શું તમારી પાસે કોઇ પુસ્તક છે ગુરૂ ગોવિંદસંગે ગ્રંથ સાહેબ આગળ ધર્યો જેનું લખાણુ સાંભળી જીવણ ગુરૂ સાહેબનો ચેલો બની ગયો અને તેનાથી સિખોની એક જુદી શાખા ચાલી.

જીવણનો દત્તક પુત્ર ગુરૂનો ચેલો ન બન્યો બલ્કે દિલ્હી આવી તેણે જીવણ વિરૂદ્ધ હીલ ચાલ ચલાવવા માંડી તે કહેતો હતો કે અમે લાલ બેગના ચેલા થઇને માથે વાળ નહિ રાખીએ અને એક મુસલમાન દુરવેશ સુલ્તાન સરવરની સેવાથી ફૈઝ હાંસિલ કરી તેણે લાલ બેગી પંથ સરવર સુલ્તાનના નામથી ચલાવ્યો.

એ દરમિયાન દિલ્હીના બાદશાહ સાથે સિખોનું યુદ્ધ થયું અને તેમાં એક ગુરૂ સાહેબ માર્યા ગયા. એમનું માથું કિલ્આ (કીલ્લા) ની ઉપર લટકાવામાં આવ્યું પોતાના ગુરૂનું માથું ત્યાંથી ઉતારી લાવવાની હિમ્મત કોઇની ન પડી પણ જીવણ અમૃતસરથી દિલ્હી આવ્યો અને કિલ્લામાં ઝાડુ વાળનાર પોતાના દીકરા સમનદ્વારા ગુપ્ત રીતે ત્યાંથી માથું ઉતારી અમૃતસર લઇ ગયો સિખોમાં એ વાત મશહૂર છે કે જ્યારે એ માથું ગુરૂ સાહેબના શરીર સાથે જોડવામાં આવ્યું કે તરતજ ગુરૂ સાહેબ જીવતા થયા. અને નીચે લખેલું શેર પઢી પાછા મરી ગયા.

# પન રક્ષસને કાટા સીસા. સ્ત્રી અશ્કેત જગત્કાઈસા પાપીને ગલાકાટા.

અય ન જાત દહુંન્દએ દુનિયા ઇસા આવ.

• આ શેરમાં અંગ્રેજોનું હીંદમાં આગમાન થવાનું ભવિષ ભાખેલું છે ઉપલી બનાવને આધારે એમ કહેવામાં આવે છે કે સિખ લોકો જીવણુના લાલ બેગી પંથના ભંગીઓના હાથનું ખાઈ લે છે.

વાલમીક પાસે એક મુગલ સ્રીએ આવી અવલાદ ન હોવાથી શિકાયત કરી અને કહ્યું કે જો આપની દુઆથી મ્હને છોકરાં જન્મે તો હું એક છોકરો આપની સેવામાં આપી દઈશ. બાલમીકજીની દુઆથી તે સ્રીને જે પહેલો છોકરો અવતર્યો તે મ્હોટો થતાં બાલમીકજીને સોંપવામાં આવ્યો ( એનું નામ એની માતાએ લાલ બેગ રાખ્યું હતું ) બાલમીક એને બનારસ લઇ ગયા ત્યાં ૯૬ કરોડ હીંદુ દેવતાઓ રહેતા હતા તે બધા બાલમીકના અનુ-યાયી થઇ કનાસ. (ચંડાલ) બની ગયા અને બનારસથી સાત ગાઉ દૂર આવેલા ચંડાલ ગઢમાં જઈને વસ્યા દર રોજ સ્વારે ચંડાલ ગઢથી બનારસમાં આવી ભંગીઆ-ઓની પેઠે ઝાડુ વાળતા હતા બનારસમાંના હીંદુઓ જેમનામાં ખુદ દેવતાઓ હતા અને જેઓ ભંથીઆઓનું મોઢું

જોતા ન હોતા તેઓ જ્યારે ચંડાલગઢથી ભંગીઆઓ શહેરમાં આવતા. ત્યારે ઢફ્ વગાડતા જેનો અવાજ સાંભળી બધા લોકો પોત પોતાના ઘરોમાં પેસી જતા જ્યારે ભંગીયા ઝાડુ વાળીને પાછા ચાલ્યા જતા ત્યારે બીજી વાર ઢફ્ વગાડવામાં આવતું એટલે લોકો ઘરોમાંથી નીકળી પોત પોતાને કામે લાગી જતા.

બાલમીક આ પ્રકાર દેખી પોતે ઘરમાં પેસી જવાને બદલે લોકોને એનું કારણ પૂછ્યું તેમણે કહ્યું કે ભંગીઆ-ઓને જોવાને નિષેધ કરાયેલો છે બાલ્મીકને હીંદુઓના આ તિરસ્કારથી ઘણું ખોટું લાગ્યું અને તેમની કોમ સાથે હીંદુઓ આવી નફરત ધરાવે છે એ દુઃખથી તેમણે આપઘાત કરી લીધો.

બાલ્મીકના મૃત્યુ પછી એના શરીરમાંથી એટલું બધું લોહી વ્હેવા લાગ્યું કે કોઇ હીંદુ શબને અડકી ન શક્યો છેવટે એક હીંદુ કોઇ હલાલખોરને બોલાવવા માટે ચંડાલગઢ ગયો અને ત્યાં જઇને બધા હલાલ ખોરોને એ બીના કહી સંભળાવી હલાલ ખોરોએ બનારસ જઇને બાલમીકના મૃત દેહને ગંગામાં વ્હેવડાવી દીધો પણ હીંદુ ઓએ એના મૃતદેહને પાછો એક બીજા ઘરમાં જોયો બીજી વાર હલાલ ખોરોને બોલાવ્યા અને તેમણે લાશને નદીમાં પધરાવી દીધી અને વળી તે ચોથા ઘરમાં આવી ગઇ આ પ્રકાર લાંબા સમય સુધી ચાલ્યો અને લાશ

નવા નવા ઘરોમાં પહોંચવા લાગી અને લોકો ગભરાવવા લાગ્યા કે કોઈ ગેબી આફત નાઝીલ ન થાય.

એવામાં એક હીંદુએ સ્વપ્નામાં બાલમીકને જોયા તે કહેતા હતા કે જ્યાં સુધી શહેરના લોકો હલાલખોરોનું મોઢું જોવાથી બેઝાર રહેશે ત્યાં સુધી મ્હારો મૃત દેહ શહેરને નહિ છોડે.

એ દિવસથી બધા લોકો હલાલ ખોરોને જોવા લાગ્યા અને તેમનાથી છુપાઇ જવાનું બંધ થયું હવે હલાલખોરોએ બાલ્મીકની લાશને નદીમાં નાખી એટલે તે ચંડાલ ગઢ તરફ વહેવા લાગી અને ત્યાં પહોંચી એટલે હલાલ ખોરોના ટાટના બધા ઝુંપડા સોનાના બની ગયા.

આ ઝમાનો તે સચ્ચાઈનો જમાનો હતો જેને સત્ય યુગ કહેવામાં આવે છે.

## બનારસના હલાલખોરોની નીદંત કથા.

બનારસના હલાલખોરો કહે છે કે પાંચે પાંડવોમાં સૌથી ન્હાના નકુલ ઘણા પ્રખ્યાત હતા કૌરવોને હરાયા પછી પાંચે ભાઈયોએ ભારત વર્ષના બધા રાજા ( જેમાં કૃષ્ણ પણ હતા ) ઓ નીહાવત કરી જે મકાનમાં દાવતને માટે ચોકો બનાવવામાં આવ્યો હતો ત્યાં મહેમાનો આવતાં પહેલાં મરેલી ગાય મળી આવી પાંચે ભાઈઓએ કહ્યું કે આ મુરદાર અપવિત્રને અહીંથી ફેંકી દેવી જોઇએ નહિ તો શાહઝાદાઓ અમારી સાથે ખાવા નહિ બેસે અને

અમે બધા ઝલીલ ગણાશું પણ ગાયને ઉપાડીને ફેંકવા માટે માંહો માહે ઝગડો. થયો સોએ ગાયને હાથ લગાડ-વાથી ઇન્કાર કર્યો છેવટે અર્જુને નકુલ ( બાલમીક ) ને ઘણી માયા મમતા સાથે કહ્યું વ્હાલા નકુલ તમે એ મુરદાને ફેંકીદો નકુલે લગારે આનાકાની વિના તે ગાયને ઉપાડી પણ તરતજ અર્જુન દૂર નાઠો અને ઘણાજ તિર-સ્કાર પૂર્વક અને શાસ્ત્રના સોગંદ ખાઇને કહ્યું કે હવે ચારે ભાઇઓ તારી સાથે બેસીને એક કોળીઓ પણ નહિ ખાય.

જ્યારે નકુળે જોયું કે નમ્રતા અને વાદવિવાદથી કાંઇ કામ સરે એમ નથી એટલે મરેલી ગાયને ઉપાડી રણ તરફ ચાલ્યો ગયો પણ એ ચારે ભાઇઓને એ દગા બાઝીની શિક્ષા એવી રીતે મળી કે જ્યારે રાજ કુમારો ખાવાને માટે આવ્યા ત્યારે પાંડવોને કહેવા લાગ્યા કે તમે અમારા યજમાન કેવી રીતે બની શકો છો જ્યારે તમારા હાથ એક સો એક ભાઇઓના રક્તથી રંગા એલી છે પહેલાં તમે તમારા પાપોને હિમાલયના બરફમાં જઇને ધુવો તે પછી અમને જમવા બેસાડજો આટલું કહીને તે બધા રાજકુમારો તિરસ્કાર દર્શાવતા ચાલ્યા ગયા.

એ પછી ચારે પાંડવોએ પોતાનું રાજ્ય મહારાજા પ્રીછીતને સોંપી હિમાલય પ્રતિ પ્રમાણ કર્યું અને ત્યાં

પહોંચી બરફની શીતળતાને લીધે મરી ગયા નકુલ (કે જે હવે બાલમીક નામથી ઓળખાતો હતો) મરેલી ગાયને રણમાં ફેંકી દીધા પછી હયરાન પરેશાન અને ભૂખ્યો તરસ્યો હતો તેણે આકાશ તરફ મોં કરી. કહ્યું પ્રભુ મારી પાસે ખાવા પીવાનું કાંઇ સાધન નથી હું શું ખાઉં તરતજ. પેલી ગાય જીવતી થઇ ગઇ અને નકુલને પીવા માટે ઘણું દુધ આપ્યું નકુલે પેટ ભરીને દુધ પીધું ગાય પાછી મરી ગઇ આ જોઈ નકુલ (બાલમીક રડવા લાગ્યો એકા એક અંતરિક્ષમાંથી અવાજ આવ્યો કે આ મરેલી ગાયના પઠ્ઠા. (ચામડીની અંદરનું એક પડ માસ પેશીઓ) નું સુપડું બનાવ અને ચામડાની ચારણી તૈયાર કર બાલમિકે એમજ કર્યું અને આ હુન્નરને માટે બાલમિકનો ઇલકાબ સૂપજ મશહૂર થયો વળી હીંદુઓએ તેને દગો દીધો હોવાથી સૂપજના મનમાં પણ તેમના તરફ વેરભાવ જન્મવા પામ્યો હતો તે એવા કોઇ દૂરના સ્થળે ચાલ્યો ગયો કે જ્યાં તેને કોઈ ઓળખેજ નહિ ત્યાં તેણે મરેલી ગાયોના પઠ્ઠા અને ચામડામાંથી સંખ્યા બંધ સૂપડા તથા ચારણીઓ બનાવી અને શાહેરમાં જઈ હીંદુઓને વેચાતા આપવા માંડયા, ભોળા હીંદુઓ નિરાંતે સૂપડા અને ચારણીઓ ખરીદવા અને વાપરવા લાગ્યા.

બાલમીકે થોડાક સમય પછી એક દિવસે બઝારની

વચ્ચે ઉભા થઇ મોટે સાદે બોલવા માંડયું હે હીંદુઓ તમને કાંઈ ખબર છે કે તમે શું ખાવ છો તમારૂં અનાજ અને લોટ સૂપડા અને ચારણીઓ વડે ઝાટકવામાં ને ચાળવામાં આવે છે પણ એ સૂપડા અને ચારણી ગાયના ચામડા અને આંતરડા વડે તૈયાર થાય છે અને તેને એ હાથો બનાવે છે જેમણે મરેલી ગાયના લોહીનો સ્પર્શ કર્યો હતો.

આ સાંભળી બધા હીંદુઓ પત્થર અને લાકડીઓ લઈને મારવા દોડયા પણ તે જંગલમા નાસી ગયો હીંદુઓએ ઘણી શોધ કરી પણ પત્તોજ ન લાગ્યો એ પછી બાલમી કે પોતાનું નામ બેરાગી રાખી લીધું અને એક પર્વતની ગુફામાં જઇ ખુદાની બંદગી કરવા લાગ્યો એ સ્થળ ઇલ્હાબાદ અને ગોપી ગંજની વચમાં અને અત્યારે પણ “ બે રાગી નીલા ” ના નામથી ઓળખાય છે એ જંગલમાં એક સતી નામની સ્ત્રી ભટકયા કરતી હતી જેને બાળ વયથી જંગલમાં છોડી મૂકવામાં આવી હતી અને તે જંગલી પશુઓની પેઠે રહેતી હતી બાલમીકે તેને પોતાની સ્ત્રી બનાવી લીધી જેનાથી બે પુત્રો જન્મ્યા જેમના નામ જીવણ અને કલવા હતા.

છેવટે બાલમીકે ધાડ પાડુનો ધંધો શરૂ કર્યો અને ઠગ બનીને મુસાફરોને લુંટવા લાગ્યો દરેક વટેમાર્ગુ પાસેથી

તેની જનોઇ બળાત્કારે ઉતરાવી પીપળાના ઝાડપર લટ- કાવી દેતો અને બધો માલ અસબાબ લુંટી લઇ પોતાની સ્ત્રી અને બાલ બચ્ચાઓનું ભરણ પોષણ કરતો હતો હવે એ ગામના લોકો એને ચંડાલ કહેવા લાગ્યા ચંડાલ નામ એટલું બધું ખરાબ ગણવામાં આવતું હતું કે સ્હ- વારમાં તેનો ઉચ્ચાર પણ કોઇ કરતા નહોતા.

એક દિવસે નાનકશા કોઇ બુઝુર્ગની દરગાહ ઉપર એ રસ્તે થઇને જતા હતા. તે ચંડાલ તેમને પણ લુંટવા તૈયાર થયો નાનકશાએ—કહ્યું તું મને શામાટે લુંટે છે ચંડાળે જોયું કે એ વટેમાર્ગુ તેની અંતર ઇચ્છા જાણી ગયો છે એટલે શર માઇને માથું નમાવી દીધું અને બાળકોને ભરણ પોષણ માટે તારો માલ લેવા માગું છું" નાનકશાહે કહ્યું તું એમને માટે આવો નીચ ધંધો કરી પાપી બન્યો પણ તેં એમને કદી એમ પણ પૂછયું છે કે તેઓ તારો ઉપકાર માને છે કે નહિ.

ચંડાળ લજાઇને સતીની ઝુંપડીમાં ગયો અને કહ્યું આજે હું તમારે માટે કાંઇ ખાવાનું લાવ્યો નથી કેમ કે હું ખુદાની લાનતથી ડરૂં છું આ સાંભળી સતી અત્યંત ક્રોધે ભરાઇ કહેવા લાગી તું પાપી બને કે ખુદાનો શ્રાપ તારી ઉપર પડે તેની મને દરકાર નથી પણ અમારે માટે ખવાનું લઇ આવ.

ચંડાળ તરતજ પાછો ફરી નાનકશાહ પાસે આવી કહેવા લાગ્યો મને શયતાને આંધળો બનાવી દીધો હતો એટલે આ ધંધો ગ્રહણ કર્યો હતો હવે હું તોબા કરૂં છું મને તમારા શિષ્ય મંડલમાં દાખલ કરીલો.

એ પછી તે નાનકશાહ સાથે ચુનાર શહેર સુધી ગયો ત્યાં એક પર્વત ઉપર પોતાની સ્ત્રી અને બાળકોને મૂકી કહ્યું કે હું પાછો ફરૂં ત્યાં સુધી તમે અહીં રહો સતીએ કહ્યું અમારૂં ભરણ પોષણ કેવી રીતે થશે ચંડાળે કહ્યું તું લોકોના બારણે જઈ ઝાડુ વાળજે અને કાળુ ન્હાનો હોવાથી કાંઇ કરી શકે એમ નથી પણ જીવણ સુપડા અને ચારણીઓ બનાવી વેચશે એટલે ગુજરાન ચાલશે.

એ પછી ચંડાળ પોતાના મુરશિદ નાનકશાહ સાથે તરબતી ગયો ચુનારના લોકો ચંડાળના રહેવાથી કંટાળી જઇ બનારસ ચાલ્યા ગયા અને ચુનારનું નામ ચંડાળ ગઢ પડયું અત્યારે પણ કોક માણસ સ્હવારમા ચંડાળ ગઢનું નામ લેતો નથી અને એ બનાવ પછી પેલા પર્વતનું નામ "ગદ્દા પર્વત પડયું" નાનકશાહે તર બતીમાં પહોંચીને જમના નદીમાં ચંડાળને તેના નીચેના હોઠ સુધી પહોંચે એટલા પાણીમાં ઉભો રાખ્યો અને કહ્યું કે હવે "રામા–રામા" "કહે" ચંડાળને પાણીમાં ઉભો રહી

મરણનો વિચાર આવતાં તેના મોઢામાંથી "મારા–મારા" નિકળ્યું નાનકશાહે કહ્યું "બેટા! હું ઝિયારત કરીને આવું ત્યાં સુધી રામ–રામા કહેજે.

નાનકશાહના જવા પછી બાર વર્ષ સુધી ચંડાળની જીભ દુરસ્ત ન થઇ અને તેના બે વક્રા હોંઠ "મારા–મારા" સિવાય બીજું કાંઇ ઉચ્ચારી ન શકયા છેવટે એક દિવસે તેની જીભ દુરસ્ત થઇ અને રામા રામાંનો ઉચ્ચાર તે કરી શકી એવામાંજ નાનકશાહ પણ આવી પહોંચ્યા અને પૂછ્યું "બેટા! શું કહે છે હવે તું પવિત્ર થઇ ગયો" અને તેને છાતી સાથે ચાંપ્યો એ દિવસથી એનું નામ "બાલમીક" પડયું અને તે ત્યાગી બની જઇ જંગલમાં છુપાઇ ગયો.

આ અરસા દરમ્યાન સતી અને તેના છોકરાઓની ખાવાપીવાના અભાવે ઘણી કફોડી હાલત થઇ ગઇ અને ભૂખ તરસને કારણે તેઓ મરવાની અણી ઉપર આવી લાગ્યા છેવટે સતીએ લાચાર બની ખુદા પાકની આગળ પોતાના ગુનાહોની તોબા કરીઅને પોતાના ન્હાસી ગએલાં પતિએ બતાવ્યા પ્રમાણે ગુજરાન ચલાવવાની આજ્ઞા માગી, દુઆ કબુલ થયા પછી જ્યારે સતીએ ચુનારના બધા મકાનો ખાલી જોયા. એટલે બનારસ જઈ રાજાના મહેલના દરવાજા આગળ ઝાડુવાળવા માગી. રાજાએ તેણીને દેખી પુછયું એ કોણ છે? જવાબ મળ્યો

કે સતીએ ખુદા પાસે પોતાના ગુનાહોની માફી માગી પોતાના પતિની આજ્ઞા ઉપર અમલ કર્યો છે અને આ દુઆ કબુલ થવાની નિશાની છે.

એ પછી સતી ત્યાંથી ચાલી ગઈ, રાજાના માણસો તેની ઘણી શોધ કરી પરંતુ તેનો ક્યાંય પત્તો લાગ્યો નહીં. જીવણને એક મુસલમાન પોતાની સાથે દેહલી લઈ ગયો હતો, માત્ર કાલુ પડયો હતો તેને બનારસ લઇ ગયા. જ્યારે કાલુ જવાન થયો ત્યારે રાજાએ એક જમના નામની દાસી તેને સોંપી દીધી. કાલુએ ચારણી અને સુપડાં બનાવી બનાવીને ઠીક ધન ભેગું કરી લીધું અને ધનવાન બની ગયો. જમનાને પેટે કાલુએ કોઇ સંતાન નહીં સાંપડયું હોવાથી પાલક નામના એક છોકરાને તેણે દત્તક લીધો. એક દિવસે બનારસના રાજાને એવું કહેવામાં આવ્યું કે કાલુ ચંડાળનો પુત્ર છે એટલે તેને ઝાડુ વાળવાની અને મડદા બાળવાની આજ્ઞા કરવામાં આવી જેથી કાલુ નારાજ થયો અને એ કાર્ય રાજા હરિશ્ચંદ્રને સોંપાયું.

જ્યારે હરિશ્ચંદ્રને સ્વર્ગમાં બોલાવવામાં આવ્યા ત્યારે બનારસના લોકોએ તેમને લઇ જવા કાલુને દરખાસ્ત કરી જમનાએ ના પાડી અને કહ્યું કે જ્યારે હરિશ્ચંદ્ર મરવા લાગ્યા ત્યારે મ્હેં મ્હારા દુધ પીતા બાળકને હાથોમાં ઉપાડી લઇ નમ્રતાપૂર્વક કહ્યું કે મહેરબાની

કરીને મ્હને કોઇ નિશાની આપતા જાવ, હરિશ્ચંદ્ર જવાબ આપ્યો કે મ્હારી પાસે એવી કોઈપણ વસ્તુ નથી કે જે હું બખ્શિશ કરી દઉં, અલબની નદી કિનારે મડદા બાળવાનો હક છે તે મ્હેં આને બખ્શિશ આપ્યો. એટલાજ માટે કાલુ જન્નતમાં ગયા પછી મડદા બાળવાનો હક પાલકને સોંપાયો. એજ પાલકથી " ઘસીયા ડોમ " નો વંશ ચાલ્યો અને એ વંશના લોકોએ પોતાના મુરબ્બીની યાદગીરી તરીકે પોતાને " હરિશ્ચંદ્રી " અને ડોમ રાજા " કહેવડાવવા માંડયા.

આ બનાવો દરમિયાન જીવણ સુલતાન સિકંદરશાહનો નોકર બની ગયો અન અત્યંત વફાદારીથી ઝાડુવાળવાનું કામ કરવાને પરિણામે ઘણો ધનવાન બની બેઠો, પરંતુ આટલી ધનાઢયતા હોવા છતાં તેને કાંઈ ઓલાદ ન સાંપડી, લાલ બેગ નામનો એક લાલ પોશાક વાળો દુરવેશ ગઢગંજીથી આવ્યો હતો અને ત્રણ દિવસથી શહેરમાં ભુખ્યો તરસ્યો હતો. ત્રીજે દિવસે જીવણના ઘર આગળ તે આવ્યો અને કહેવા લાગ્યો કે "મ્હને કાંઈક ખાવાનું આપો જેની આજની રાત્રિ હું વિતાડી શકું." જીવણે કહ્યું " એમ કેમ ? શું તમને ખુદાએ ઉત્પન્ન નથી કર્યા ? " જીવણે કહ્યું " જ્યારે લોકો પ્રત્યે ન ફરત ધરાવતા હોય એટલે ઉત્પન્ન થવાનો શું ફાયદો ? " લાલ બેગે કહ્યું " હુ એ લોકો પેઠે ચાલતો નથી, હું તો

ખુદાની આજ્ઞા પ્રમાણે ચાલનારો છું" એ કહી લાલબેગે ભંગીયાઓની સાથે ખાવા માંડયું.

જ્યારે લાલબેગ ત્યાંથી જવા લાગ્યો ત્યારે તેણે જીવણને કહ્યુ "તેં મ્હારી સારી રીતે મેહમાની કરી અને હું તારાથી ઘણો ખુશ થયો છું. માટે તારી જે ઇચ્છા હોય તે માંગ, હું તે પુરી કરીશ." જીવણે લાલ બેગેને કહ્યું કે "તને સાત દીકરા થશે. એ સાતે છોકરાઓને મારાદા નામ ઉપર નઝર કરી દેવા. તેઓ બધા મ્હારા નામ ઉપરથી લાલ બેગ તરીકે ઓળખાશે.

થોડા સમય પછી એ ભવિષ્યવાણી સાચી ઠરી અને જીવણને ત્યાં સાત દીકરા જન્મ્યા અને સાતે લાલ બેગી નામથી મશહુર થયા.

## ગુરદાસપુર અને અમૃત સરના ભંગીયાઓના વિચાર.

ગુરદાસપુર અને અમૃતસરના ભંગીયા પોતાના પંથ વિષે એક વિચિત્ર કથા સંભળાવે છે, તેઓ કહે છે કે "ખરી રીતે તો એક બ્રાહ્મણ હતા. અમારી કથા આ પ્રમાણે છે:—

સત્ યુગમાં ચાર બ્રાહ્મણ ભાઇ હતા જે જંગલમાં રહેતા હતા. ભોગ જોગ તેમની એક ગાય મરી ગઇ જેનું મડદું ફેંકી આવવા સંબંધી માંહોમાંહે વાટઘાટ

ચાલી, છેવટે સૌથી ન્હાનો ભાઈ એવી શરતે રાજી થયો કે જો આ મૃતદેહને અડકવાને કારણે મ્હને નાતમાંથી બ્હાર મુકવામાં ન આવે તો હું ફેંકી આવું. એ વેળા તે સૌએ એ વાત કબુલ કરી લીધી, પરંતુ જ્યારે તે મડદું ફેંકીને પાછો ફર્યો એટલે સૌએ વચનભંગ કર્યો અને તેને નાતમાં દાખલ ન કર્યે અને અમુક સમય નક્કી કરી તે વેળા તેને આવવા કહ્યું. નિયત સમયે તે ગયો ત્યારે પણ આડા અવળા બ્હાના કરી દીધા અને કહ્યું કે ચોથે દિવસે આવ. તો પાછો ચોથે દિવસે ગયો ત્યારે પણ ફરીથી કહ્યું કે ચોથે અઠવાડિયે આવ તો ઠીક પડે. વળી તે ચોથે અઠવાડિયે ગયો ત્યારે કહ્યું કે ચોથે મહીને આવો તે સમયે ગયો ત્યારે કહ્યું કે ચાર વર્ષ પછી આવ. સારાંશ એ કે એવીજ રીતે તેમણે ટામટોલી કરવા માંડી અને છેવટે કહી દીધું કે જ્યાં સુધી ચોથો યુગ નહીં આવે ત્યાં સુધી આ ભાઇ નાતમાં દાખલ નહીં થઇ શકે.

ચાલુ સમય હિન્દુ માન્યતા પ્રમાણે ચોથો યુગ છે. ભંગીયા કહે છે કે હવે અમારી ભુનપૂર્વ જાહોજલાલી ફરીથી પ્રાપ્ત થવાનો સમય પાસે આવી પહોંચ્યો છે.

ભંગીયાઓની એક બીજી જમાતનો એવો મત છે કે એક દિવસે શિવને કામદેવે સતાવ્યા એવામાં કેટલુંક મધ ( વીર્ય ) નીકળી પડયું તેણે તે હાથમાં લઇ લીધું

અને તેને એક મનુષ્યનું સ્વરૂપ આપી અંજનાના કાનમાં નાખી દીધું જેથી હનુમાન ઉત્પન્ન થયા અને હનુમાને તે મધને લાલ પથરા ઉપર ઘસ્યો જેથી લાલબેગ ઉત્પન્ન થયા,

એક બીજા ટોળાને એવો મત છે કે લાલબેગનો પિતા મુગલ હતો. શરૂઆતમાં તેને કાંઇ સંતાન ન સાંપડ્યું. તેને ખબર મળી કે પાસેનાજ જંગલમાં બાલ્મિક નામના કોઇ સિદ્ધ પુરૂષ રહે છે એટલે તે તેની પાસે ગયો અને પોતાને માટે પ્રાર્થના કરવા વિનંતિ કરી. બાલ્મિકે દુઆ માગી જેથી તેને ત્યાં પુત્ર અવતર્યો જેનું નામ લાલબેગ રાખવામાં આવ્યું. એ સમયે પાંડવો સૌથી મહાન યજ્ઞની તૈયારી કરવામાં રોકાયલા હતા જે સંપૂર્ણ નહીં કરે ત્યાં સુધી બધી મહેનત અફળ જશે. એટલે પાંડવોએ બાલ્મિકની ખબર કાઢી અને હવાના રથમાં બેસી તે જંગલમાં પહોંચ્યા જ્યાં બાલ્મિક રહેતા હતા. જો કે તેના આખા શરીરે કોઢ નીકળેલી હતી, છતાં પાંડવો તેને રથમાં બેસાડી નિયમ સ્થાને લઇ ગયા, એ યજ્ઞ માટેના સર્વ આવશ્યક પકવાનો દ્રૌપદીએ લાવીને મૂક્યા. ષટરસ ભોજન એટલે છ પ્રકારની વાનીયો અને દરેક વાનીના છ છ થાળ એમ કુલ છત્રીસ થાળ પરોણાઓ સ્હામે પીરસ્યા. દરેક પરોણો એ છત્રીસે થાળીમાંથી એક એક કોળીયો જમતો હતો, પરંતુ બાલ્મિકે

દરેક થાળમાંથી પોતાનો ભાગ એક જુદા થાળમાં લઇને તે બધાના અઢી કોળીયા બનાવ્યા અને ખાઇ ગયો. પરંતુ એ યજ્ઞ ત્યારેજ પૂર્ણ થયો મનાય કે દરેક કોળીયો ખાતી વેળા આકાશમાંથી શંખધ્વનિ સંભળાય. એટલે જ્યારે બાલ્મિકે ખાધું ત્યારે અઢી વખત આકાશમાંથી શંખનો ધ્વનિ સંભળાયો. જ્યાં સુધી બાલ્મિકે ખાણું ખાધું ન હતું ત્યાં સુધી દ્રૌપદી ઘણીજ ક્રોધાયમાન હતી, પરંતુ જ્યારે આકાશમાંથી ધ્વનિ સંભળાયો યજ્ઞ પરિપૂર્ણ થયો જાણી તેને ક્રોધ મટી ગયો.

બાલ્મિકના આ બનાવ પછી લાલબેગને આખા હીંદને સંપૂર્ણ સત્તા આપવામાં આવી અને સર્વ ભંગીયા તથા ઢેડાઓને તેની પૂજા કરવાનો હુકમ કરવામાં આવ્યો.

કેટલાક લોકો કહે છે કે લાલગુરૂ એક સ્થળનું પણ નામ છે જ્યાં સઘળા ભંગીયા જઇને પુજા કરે છે, પરંતુ એ જાણી શકાયું નથી કે એ કઇ જગ્યા છે. એજ પ્રમાણે વગર સાબિતીવાળી આ એક બીજી પણ ધાત છે કે ભંગીયા ગેદલ લોકોના ધાર્મિક આગેવાન છે. મુંબઇ પ્રદેશમાં એવો રિવાજ છે કે જો સ્હવારે કોઇ માણસ કોઇ ખાસ કામને માટે નીકળે અને માર્ગમાં કોઇ ભંગીયાને મેલું અથવા કચરાનો ટોપલો માથે મુકીને જતો જુવે તો તેને સારા શુકન લેખે છે.

ઉત્તર અને પશ્ચિમ પંજાબમાં હલાલખોરોની જમાઅત એક મુસલ્લીને તાબે રહે છે, એ મુસલ્લી તેને કહેવામાં આવે છે જે તેમની જમાઅતમાંથી નીકળી ઈસ્લામ મઝહબને સ્વિકારે છે. તે જો કે હલાલખોર ( ભંગી ) નોજ ધંધો કરે છે, પરંતુ તેને એક પ્રકારની પદ્રિ અને બુઝુર્ગી પ્રાપ્ત થઇ જાય છે. તે મુરદાર જનાવરનું માંસ ખાતો નથી. મધ્ય ઇલાકાના જીલ્લાઓમાં કે જ્યાં હિંદુ મુસલમાનો સરખી સંખ્યામાં આબાદ છે, ત્યાં ઘણે ભાગે હલાલખોરો મુસલમાનોના પાડોશમાં વસે છે. આ ઈલાકાના ગામડાઓમાં ઘણા ખરા હલાલખોરો મુસલ્માનો સાથે બેસીને હોકો પીયે છે અને પોતાનો ધંધો મૂકીને બીજા ધંધા પણ કરે છે, છતાં દુકાળ સમયે તેમને લાચારીયે વળી પાછો જુનો ધંધો ગ્રહણ કરવો પડે છે. સારાંશ એ કે હલાલખોર કોમ ટુંકી કમાણીથી કંટાળી જાય છે અને ખાવા પીવાની તંગી વેઠી શકતા નથી એટલે એ શરીર પૂજા અને આળસને લીધેજ તેમણે મુરદાર જનાવરોનું માંસ ખાવાનું શરૂ કર્યું છે. છતાં જો તેમને ધન પ્રાપ્ત થઇ જાય છે અને જીવનની જરૂરીયાતોમાં તંગી નથી. વેઠવી પડતી એટલે તરતજ નવેસરથી મુસલ્માન થઇ મુસલ્લી બની જાય છે.



# હલાલખોર બનાવવાની કુર્સી.

જ્યારે કોઇ માણસને હલાલખોર પોતાના મઝહબમાં લે છે ત્યારે નીચેના બોલ ભણે છે જેનું નામ કુર્સી રાખવામાં આવ્યું છેઃ—

મટ્ટીકા ઘટ, મટ્ટીકા મટ, મટ્ટીકા ઘોડા, મટ્ટીકા જોડા,
મટ્ટીકી કુંજી, મટ્ટીકા તાલા, લાવ કુંજી, ખોલો કિવાડ.
દેખો દાદા પીરકા દીદાર.

# લાલબેગીયોનું કુર્સીનામું.

( આ કુર્સીનામું પંજાબના મેહતરોનું છે. )

## લાલ બેગના દાસ અવતારનું કુર્સીનામું (૧)

બાહિનક સંદુખ રૂખકા, સબદ રૂખકા,
અન્સદા, રૂખી વે, સખી વે;
મદા દેવ સરી મહારાજકે,
અકાલ પરેખ, અંડ કુંટે, મારકંડે.

## પીર પીરાનનું કુર્સીનામું (૨)

અવલ પીર આસા, દુવમ પીર ખાસા,
સુવમ પીર સફા, ચહારૂમ પીર ગુલછપડા;
હારે કા મિલ, જીતેકા પહેલવાન,
સરજન ઉમ્મત પાઇ, સચ્ચે શાહ કલાટિકાઇ.

(અર્થાત—પરાજય પ્રસંગે લડવૈયો, વિજય પ્રસંગે વિજયી ન જાત લાવનાર ઉમ્મત મેળવી, સાચા માલિકે તેને બનાવ્યો.)

જિસ દિન મીરાંશાહ જન્મીયાં,
ચૌદા તબક હુઇ રોશનાઈ.

(અર્થાત—મીરાંશાહના જન્મ વેળા પૃથ્વિ અને આકાશના ચૌદ પડ પ્રકાશિત થઇ ગયા.

થાપી મિલી મહંમદું, બધાઇ મિલી પેગમ્બરોં.

(અર્થાત—મુહમ્મદ (સલઅમ) એ પીઠ થાબડી શાબાશી આપી અને સૌ પેગમ્બરો સન્માનથી તેનું સ્વાગત કર્યું.

ઓટા જન્મીયા બન ખંડેમેં, છુટા ફિર દરગાહમેં,
મકતુલોં બાંગ સુનાઈ.

(અર્થાત્—શકિતવાન પુરૂષ વનમા જન્મ્યો અને અલ્લાહના દરબારમાં જઇ પહોંચ્યો અને શહીદોની બાંગ સાંભળી.

ખોલો બાવન ટોપી ચીરા, હુરાં મંગલ ગાઈ.

(અર્થાત્—હુરો અને ફિરિસ્તાઓએ ખુશ થઈને મંગળગીત ગાયાં કે હે ફકીરોના બાવન (૫૨) ટીરકાટોળા ! તમારી પાઘડીયો ખોલી નાંખો.)

તલે બગે જિન્દા દરીયાવકે જિથે ફિરે અશનાન લગાઈ

અર્થાત—એની નીચે અમૃત સાગર વહેતું હતું જેમાં એ સ્નાન કરતા હતા.)

અચ્છે દલીચે સતરંજીયાં, જિથે ફિરે માલ પાઈ.

(અર્થાત—અને એની ઉપર સારા ગલીચા અને શેતરંજીયો પાથરેલા હતા અને તે એની ઉપર આરામ કરતા હતા.)

સોનેકી ટોકરી, રૂપેકા ઝાડુ;
ક્યા કેહતી હે ટોકરી, ક્યા કેહતી હે ઝાડુ.
ટોકરી કહેતી હે પાક દર પાક;
ઝાડુ કેહતી હે ખાક દર ખાક.
ઝાડુ છઠ મીયાં દિલ કર સફાઈ;
લે ઓરીયા વાકે ડેરેકો જાય.
કાસકી કુંજી, કાસકા તાલા;
કોન હે ખોલને વાલા;
ઇરકકી કુંજી, પ્રેમકા તાલા;
જીબ્રીલ હે ખોલને વાલા;

(લાલબેગ)

કુર્સીનામું (૩)

ઉઠ માતા મૈનાવંતી* સુઇએ,
બાલે+ બાબે લીયા અવતાર,
ધમક પડી પનીયાલમેં છુટી ગઈ ગુબાર.

---

* એ ગોપીચંદ ભર્તૃહરીની માતાનું નામ છે.

\+ વાલ્મીકનું ટુંકું નામ.

(અર્થાત્—હે મેનાવંતીની માતા ! ક્યાં સુધી સુઈ રહીશ ?
ઉઠ, બાલા બાલાએ જન્મ ધારણ કરી લીધો
જેથી પાતાળમાં ધરતીકંપ થયો અને તેના પગ-
લાંથી માટી ઉડી રહી છે )

છડીયાં આઇ કંબાસે ખ્વાજાકી પુકાર,
ખૈયાં મચ્છ ચઢારે અડાડ માંગે માસ નંદવે.

(અર્થાત્—મદીનાથી તેની છડીયો આવી છે, ખ્વાજા ખિઝર
સદા પોકારે છે. ખૈયા પક્ષી અને મચ્છ શિકાર
કરે છે અને દુધ પીનારા જાનવરોનું માંસ
ખાય છે.)

છડ છડી ગેશજી ડેરા ગાઝીખાન,
જોના ચલેં અકાસ, ઉડ ઉડ બેઠકે જગ્યાએ સાન.

(અર્થાત્—ગેશનું સૈન્ય ડેરા ગાઝીખાન સુધી આવી પહોંચ્યું
અગ્નિની જવાળાઓએ આકાશ સુધી પહોંચીને
તેને પ્રકાશિત બનાવી દીધું.

આન ખડોને ગોધન તપશી, બંડ ખડો ના હાથ;
છેડન દે અગવાન ઓ બલ માંગે, હુક બલ માંગે સંદિભદા.

(અર્થાત્—ગોધન જોગી હાથ જોડીને ઉભો છે, સિપેહસા-
લાર બળ માગે છે સંપૂર્ણ શારિરીક શક્તિ માગે છે ધ્યાન
ચઢાઈ સુરમા ઓર બકરે સકરે વહી એક.

(અર્થાત્—બીબી ધ્યાનની મીઠાઈ અને બકરા ઘેટાની ભેટ
માંગે છે એજ એક. )

કુર્સીનામું (૪)

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ,
સર પર દસ્ત પીર મુરશદકા,
સાબિત રહે યકીન. કરમ તો કરીમા,
રામ તો રહીમા, નેકી તો નેકાહીલ કી,

અજમત તો દજરાઈલકી, દોડ તો ઇસરા ફીલકી,
ઝમીનકે હલીયે, આસ્માન કે સિમટે,
સિમટ સિમટ તુ. બાદશાહત મુહમ્મદ (સલ૦) કી,
અજમો બરકત દેવ. આપ એતિકાદ કે માલિક.

ઝિક્રસે થે સિતારે.

ચીજ તો અલ્લાહ તઆલાકી, મન બીબી ફાતિમા કે,
અબ લો સાહબ યકીન હે તે તુને તમામ ભેદ સુન લીયે.
આકિબત ખુદાકી તરફસે, ઓર અમાન બીબી ફાતિમા

(રદી૦) સે લે.

ઝમીં ફર્શે તુરત આસ્માં સાઇબાં,
બયા વ દશા દર હિફાઝત બ માં;

છર તો દિલ્હીકા તખ્ત તો મક્કેકા;
અજમેરતો ઝિંદા ખ્વાજા મોજ દીનકા.
હઝરત કાતી કલ્લેમન મુંખ તનકે.
અવલ અમાનકી નસ્તુ, દો અમાન દો નસ્તુ,
તયારમ અમાન તિનસ્તુ ચહારૂમ અમાન લખ નસ્તુ,

( અર્થાત્—પ્રથમ નસ–દીન–તવરાત,

બીજો દીન ઝબુર, ત્રીજો દીન ઇંજીલ, ચોથો દીન કુરઆન.)
અવલ પીર આસા, દુવમ પીર હઝર ખ્વાજા ખાસા,
સુવમ પીર સફા, ચહારૂમ પીર ગુલ છપરા.
પનીકો પોતી તનિગો પડા, બનાઝતો દમાઉં સદા

સદા ખાંકડા જાઉં.

(અર્થાત—અમને તારૂં ભરણ પોષણ અને લુગડાં પ્રાપ્ત થાય,
અમે લાલબેગી ઝંડા ઉઠાવીયે અને અમે હમેશા
તારા વાસણોમાં બરકત ચાહીએ છીયે. )

પીર મેરા જન્મીયા, સબ પીરાં તડપાયા.
ઝુફા ટોપી માઇ ગોરજાકે લીયે પેહનાયા.

(અર્થાત્—મારો પીર જન્મ્યો અને બધા પીરો કરતાં વધી
ગયો. માતા ગોરજાયે તેને પેહરણ ટોપી પહેરાવ્યાં)

યે મુબારિક અલ્લાહ આબ્બીકો આઇ,

વાહ વાહજી મેરે શાહકી સાઈ બહુત બઢાઇ.

(અર્થાત્—ગોરજા માતાએ રસૂલે ખુદા (સલ૦)ની મુબારિક બાદીનું ગાયન ગાયું કે વાહ વાહ અમારા ખાનદાને ખૂબ ઉન્નત કરી.)

બાલેશાહ નૂરી હયદરશાહ મહબૂબે ઇલાહી
મોલાએ મુશકિલ કુશા.
દાખ દાખ નૂરી તખ્ત તખ્ત રબ્બુલ આલમીન નૂરી.

(અર્થાત્—લાલાશાહ નૂરી હયદરશાહ નૂરીના દીકરા, હયદરશાહ નૂરી જન્નત :તઆલાના દીકરા, જન્નત તઆલાના મોલા મુશ્કિલ કુશા દાખ દાખ નૂરીના દીકરા, મોલા મુશકિલકુશા તખ્તે રબ્બુલ આલમીન નૂરીના દીકરા.)

વાહ વાહજી સતજુગમેં કયા બહાના બરતાયા ?

સોનેકા ઘટ, સોનેકા મટ, સોનેકા ઘોડા, સોનેકા જોડા, સોનેકી કુંજી, સોનેકા તાલા, સોનેકે કિવાડ, દખ્ખન મુંહ મોરી, ઉત્તર મુંહ દિવાર, લાવ કુંજી ખોલો કિવાડ. લો મેરે સચ્ચે દાદા પીરકા દીદાર.

શહેનશાહ બે પરવાહ વોહી એક અલ્લા, તેરે નામકા પલ્લાહ, તુ ઝાહિર નામ એક અલ્લાહ, કીજીયે ખરે સલ્લા. જુમ્લા ફકીરોંકા ઇશ્ક અલ્લાહ. વાહ વાહજી! ત્રેતા જુગમેં ક્યા બહાના બરતાયા? તાંબેકા ઘટ, તાંબેકા ઘોડા, તાંબેકી કુંજી, તાંબેકા તાલા, તાંબેકે કિવાડ, પૂરબ મુંહ મોરી, પછ્છમ મુખ દિવાદ, લાવ કુંજી, ખોલો કિવાડ.

લો મેરે દાદા પીરકા દીદાર.

શહેનશાહ બે પરવાહ વોહી એક અલ્લાહ, તેરે નામકા પલ્લા, તુ ઝાહિર નામ એક અલ્લાહ—વાહ વાહજી! લાલ દુલાલ કરેંગે નિહાલ, ઘડી ઘડીકે કાટેંગે કાલ, લાલ ઘોરા, લાલ જોડા, લાલ કલગી, લાલ નશાન, લાલ તંબુ, લાલ પહેલવાન, લાલ મેદાન, સોનેકી ટોકરી, રૂપેકી ઝાડુ, ગુલ ફુલોંકે હાર, જા ખડે હુવે સચ્ચે સાહબકે દરબાર. કીજીયે છુટકારા, અલીસાહબ પેગંબર દુલાલ સિંગારા, ખબર હુઇ દાનોંકો કૈતા દિલ કારા, યા પીરજી મેરાભી દિલ કરતા હે જંગમે ચલુંગા કુશારા—

ચોંગે તો નિવાલા, સરસબ્ઝ રહે દોમાલા, અર્શપે કુરૂશમેં ધોઇ પા બેટે નૂરી શાહમાલા, અર્શસે ઉતરા ચઢાવ પ્યાલા. હુકમ હુવા સાઇંબેગકો, પી ગયા હુવા

મતવાલા, સડડીયા અગટીયા, સંહાબહા કરના એક કિનારા.

સાઉકી છડી, મુલ્તાન કી કમાન, ઇડલ હસ્તી ઝર્દ અંબારી, દાતા લાલ બેગ સચ્ચે સત્ ગુરૂકી સવારી, આછે મીયાં લલખાં દરબારી, સત્તર દો બહત્તર બલા તુમારે પંજે તલે મારી. છાનોગે દુધકા દુધ, પાનીકા પાની, તોશા વ કલાવા ભેંટ તુમારી કુછ કીજીયે મદદ હમારી.

શાહકે તખ્ત મુલ્તાનકી કમાન, ઈડલ હસ્તી, ઝર્દ અંબારી, આતાદાતા લાલબેગ, સચ્ચે સતગુરૂકી સવારી. આવ મીયાં લાલખા દરબારી. સરૂરકી શાહેદી, હઝરત (સુલ૦) કા કલ્મા પાક લાઈલાહા ઇલ્લલ્લાહુ મુહમ્મદુ ર્રસુલુલ્લાહ.

## કુર્સીનામું (૫)

વોહી એક લાલ દુલાલ, કરેલા નિહાલ, ઘડી ઘડીકે કાટે કાલ, લાલબેગ દરબારી સત્તરસે બલા પંજેસે મારી, હારેકે મલ, જીતે કે પહેલવાન જહાં પડે વહાં મારો વહાં પડે લાલ કારો. બોલો મોમિનો ! હુવલ્લાહુ અહદ.

---

# ચમાર–પુત્ર સૈયદના ખોળામાં

હે નીચ જ્ઞાતિના છોકરા! આવ, મ્હારા ખોળામાં આવી જા તું શુદ્ર છે, હલકટ છે, નીચ છે, ચમાર છે, અપવિત્ર છે, ગંદો છે; પરંતુ મ્હારા વાહિદ (એક) ખુદાનો બંદો છે, મ્હારા જેવો મનુષ્ય છે. નાક, કાન, હાથ પગ, આંખ, જીભ, દિલ, દિમાગ ધરાવે છે. તેને કોણે અછૂત અને અપવિત્ર બનાવી દીધો? ના, તું પાક પવિત્ર છે, ઇજ્જત વાળો, ઉચ્ચ મર્તબાવાળો છે. કોણ છે, જે તેને ખુદાના દરબારમાં નમન કરવાથી અટકાવે છે? મંદિર, મસ્જિદ અને ખ્રિસ્તી દેવળમાં જવાની મના કરે છે? શું હિન્દુઓ તને એ માટે મંદિર શિવાલયમાં નથી આવવા દેતા કે તેં નીચ જાતિનાં ઘરમાં જન્મ લીધો છે? શું ખ્રિસ્તી ગોરો તને એટલા માટે પોતાના મ્હોટા દેવળમાં પેસવા દેવાનું પસંદ કરતો નથી કે તું અસભ્ય, અજ્ઞાન અને કાળો દેસી માણસ છે? શું મુસલમાનને તારા મેલા મેલા હાથ પગ જોઇને સુગ આવે છે અને તે તને મસ્જિદમાં નથી આવવા દેતો!

તું આવ, સૈયદ ફકીર, અરબી રસૂલનો પુત્ર તારા હાથ પગ ધોવડાવશે અને પોતાના બાપની બનાવેલી તવહીદની (એકેશ્વરવાદની) મસ્જિદમાં તને પોતાની સાથે લઇ જશે.

બાબા ! તું તારી કદરને પારખ, હું તારી ઉપર કુરબાન, તું ઇન્સાન (મનુષ્ય) છે, તારી ઉંચી શાન છે, ખલીફતુલ મુસ્લિમીનનો વ્હાલો પુત્ર, હિંદના શહેનશાહ જ્યોર્જ પાંચમાનો લાડકવાયો દીકરો અને તું હે ગરીબ, ચમારના ચિરંજીવી ! ખુદાના દરબારમાં સૌ સરખાં છો. આવ, અરબ દેશના મહારાજા, ઉંચ અને નીચ જાતિઓને સમાન દૃષ્ટિયે જોનારા પતિની સેવા અને મહિમા કરીયે, જેણે પ્રેમ પ્રચારમાં અમીર, ગરીબ, ઉંચ, નીચ, ન્હાના મ્હોટા, જ્ઞાની અજાણુનો કાંઇ પણ તફાવત રાખ્યો નથી અને તેમને સરખી રીતે ઉપદેશ દીધો.

"ઝાત પાત ન પૂછે કોય, હરકો ભજે સો હરકા હોય"

તું આવ, હરના નામની વાંસળી વગાડીયે, હરને શોધીયે અને હરને પ્રાપ્ત કરીયે—મેળવીયે.*

---

* આ લેખ પણ હઝરત ખ્વાજા હસન નિઝામી સાહબના એક ઉર્દૂ લેખ ઉપરથી અનુવાદ કરવામાં આવ્યો છે.

હે અદ્ભુત ભાઇઓ ! ઇંગ્લન્ડથી પ્રગટ થતા "હીન્દી" પેપરના સિખ તંત્રી સરદાર ગોરદત્તસિંગે ત્રિલોકના સરદાર, જગતના મહાન ઉદ્ધારક, દુનિયામાંથી ઉંચ નીચનો ભેદ નાબૂદ કરનાર ખુદાના સૌથી છેલ્લા, સૌથી મહાન અને સૌથી વ્હાલા રસૂલ હ૦ મુહમ્મદ મુસ્તફા (સલા) ઉપર મોહિત થઈ એક તટ્સ્થ પુરૂષ તરીકે નિષ્પક્ષપાતપણે પોતાના એ વ્હાલા રસૂલનું પ્રેમભરી કલમથી લખેલ જીવન ચરિત્રનો ગુજરાતી તરજુમો

# મુસ્લિમ ગૌરવ

અથવા

# સરકારે મુહમ્મદી

આજેજ નીચલે સરનામેથી કવરમાં પોષ્ટ ખર્ચ માટે ચાર આનાની ટીકીટો મોકલીને મંગાવો જેના વાંચનથી તમારૂં આ લોક અને પરલોકમાં કલ્યાણ થશે.

મળવાનું ઠેકાણું:—

**નિદાઉલ ઇસ્લામ અલીમીયાં કુરબતી શાહ**

નિઝામીનીએ હઝરત ખ્વાજા હસન નિઝામી.

કડીયાકુઇ, અમદાવાદ.

# વિનંતી.

અલ્લાહ. તઆલાના ફઝલો કરવાથી. આજ સુધી. નિઝામિયા તબ્લીગે ઇસ્લામ. અહેમદ આબાદ. ગુજરાતે. પિરો મુર્શીદ. સૈયદી. હઝરત ખ્વાજા હસન. નિઝામી. સાહેબના તબ્લીગી રિસાલાઓ પૈકી. નિચે મુજબ. ગુજરાતીમાં લખી. બિરાદરોને ઇસ્લામની મદદથી છપાવી હજારોની સંખ્યામાં મફત વહેંચ્યા. તે પબ્લીકમાં એવાતો મકબુલ થયા કે દેશના. ચારે ભાગથી તેની માંગ. આવી. એટલુંજ નહિ પણ. હિંદુસ્તાન. બહારથી આફ્રીકા. બરમા મોરીસ. વગેરે દેશોથી પણ ગુજરાતી જાણનાર ભાઇયોએ મંગાવ્યા તેનો ઘણો સારો અસર થયો અને બધેથી. ઉપકારના કાગળો મળ્યા.

## પુસ્તકોની યાદી.

| | |
|---|---|
| ૧ તાકીદ નમાઝ | ૬ તબ્લીગી મરસીયા |
| ૨ નમાઝું કાબિયાન | ૭ ચિહલ મસાઇલ |
| ૩ ખુદાઈ ઇન્કમ ટેક્ષ | ૮ મસઅલે ઝકાત |
| ૪ મુસલમાન ઓરતોં કો બુલાવા | ૯ ફરમાને એહલેબેત |
| ૫ મદીનેકી હુર | ૧૦ મુસ્લીમ ગોરવ |

ઉપરના રિસાલાઓ જે ભાઇને જોઇએ તેમણે દરેક રિસાલા માટે એક આનાની ટીકીટ મોકલી મંગાવી લેવું.

એવી જાતના બીજા રિસાલાઓ પણ તૈયાર છે પરંતુ છપામણીના પૈસા વગર કામ અટકી પડયું છે માટે દરેક સખી ગ્રહસ્થે પોતાની ઝકાત ખેરાત સદકાત નિયાઝ વિગેરે પૈસામાંથી આ કામ માટે પણ થોડા ઘણા પૈસા મોકલી આપવા મહેરબાની કરવી. જે ભાઇને પોતાના નામથી છપાવવી હશે તો અમો તેમ પણ કરવા ખુશી છીએ ગમે તે પ્રકારે આદીની સાહીત્યને મદદ આપી સ્વાબેદારને હાંસીલ કરવું.

ખાદેમેકોમ

નિદાઊલ ઇસલામ અલીમિયાં કુરબતીશાહ નિઝામી

કઠીયાકુઇ અમદાવાદ.

ઊસુલે તબ્લીગે ઇસ્લામ. અહેમદાબાદ ગુજરાત મુકદ્દસ. મઝહબે ઇસ્લામ. કે ફેલાને. ઓર. ઉર્દૂ ફારસી કે ન જાનનેવાલે મુસ્લીમ ભાઇયોંકી દિની માલુમાત બઢાને ઓર મુસલમાન બચ્ચોંમેં નેક આદત પેદા કરને ઓર આમમઝહબી. વાકફિયત બઢાનેકી ગરઝસે સવાનેહ ( જીવન ચરિત્ર ) બુઝુરગાને દિન. વદિગર છોટે છોટે અખબાકી વ. મઝહબી રિસાલોંકા શાયઅ ( છાપકર ) કરકે મુફ્ત તકસિમ-કરના.

કુરબતી શાહ. નિઝામી.

કડીયાકુઇ અમદાવાદ.

---